૬૮૭૪

ॐ तत्सत्

# ચંદ્ર-માલતી નાટકનાં ગાયનો.

કુમાર શ્રી માધવસીંહના આશ્રયથી ઉત્પન થએલી
શ્રી ચુડા આર્યશૃંગારમણી નાટક કંપની માટે
રચીને પ્રસીદ્ધ કરનાર,
ખવાસ પુંજા રતના.

છપાવી પ્રગટ કરનાર,
વીઠલ બેચરભાઇ. ચુ.આ.શૃં.મ.ના.કં. મેનેજર.

આવૃતી ૧ લી.



અમદાવાદ.
"વિજય પ્રવર્તક" પ્રેસ.

સંવત ૧૯૫૪. સને ૧૮૯૮.

કીમત બે આના.

૬૮૦૪

ॐ तत्सत्

# ચંદ્ર-માલતી નાટકનાં ગાયનો.

કુમાર શ્રી માધવસીંહના આશ્રયથી ઉત્પન થએલી
શ્રી ચુડા આર્યશૃંગારમણી નાટક કંપની માટે
રચીને પ્રસીદ્ધ કરનાર,
ખવાસ પુંજા રતના.

છપાવી પ્રગટ કરનાર,
વીઠલ બેચરભાઇ. ચુ. આ શૃં. મ. ના. કં. મેનેજર.

આવૃતા ૧ લી.



અમદાવાદ.
"વિજય પ્રવર્ત્તક" પ્રેસ.

સંવત ૧૯૫૪. સને ૧૮૯૮.
કીમત બે આના.

# અર્પણ પત્રીકા.

નેકનામદાર ખુદાવીંદ ખાનસાહેબ લતીબખાનજી વલંદે.
સરદાર મહુમદખાનજી તાલુકદાર સાહેબ.
મુ. ધોલકા.

આપ સાહેબ તરફથી અમોને ધોલકામાં મોટો આશ્રય અને
મદદ સારી રીતે મલે છે અને આપ સદગુણી અને
અમારા કામની વારંમવાર ઘણી ખુજ જાણો છો
વીગેરે, વીગેરે, માહાન ગુણોથી આકર્ષાઇ
સદાના સ્મરણ માટે આ લઘુ પુસ્ત-
ક આપ સાહેબની શેવામાં
અર્પણ કરૂંછુ તે મહેર-
બાની કરીને સ્વી-
કારશોજી.

હું આપનો શેવક.

વીઠલ બહેચરભાઈ.

ચુ. આ. શૃં. મ. નાટક કંપનીના મેનેજર.

૬૮૦૪

# ચંદ્ર-માલતી.

## નાટકની પ્રવેશ વાર હકીકત.

### અંક-૧ લો.

( ખેલના પ્રારંભમાં ઇશ્વર સ્તુતી કર્યા બાદ. )

૧—માલતી પોતાની સખીઓ સહીત બગીચામાં ફરવા આવે છે. અમલદારીના અહંકારે આંધળો થયેલો આ લંપટ સેનાપતી હવા ખાવા આવે છે. માલતીને રમતી જોઇ તે પર આશક થઇ, તેને પકડે છે. માલતી સખીઓને બોલાવે છે, ને સેનાપતીને ધમકાવી ચાલી જાય છે.

૨—કામકળા ગણીકાને ત્યાં જવા નીકળેલ ચંદ્રસીંહને તેનો મીત્ર ગુણવંતલાલ મળે છે ને રંડીબાજી ન કરવા શીખામણ આપે છે. તેટલા વખતમાં ચંદ્રના કુમીત્રો દુરગુણ તથા નપટ-શંકર આવી મળે છે, ને ગુણવંતને કામકળાને ત્યાં લઇ જવા ખોટો આગ્રહ કરે છે. પણ તે વાત નહીં માનતાં ગુણવંત તેઓનું અપમાન કરે છે.

૩—પૈસા લેવાની લાલચે એક એસી વરસના ઘરડા ડોસા સાથે પરણાવેલી બ્રાહ્મણની પુત્રી, પોતાના ઘરડા પતીને રાત્રે મારી નાખી, અહીં આવી કામકળા નામ ધારણ કરી ગણીકાનો ધંધો ચલાવે છે, તેને તેની શાણી દાસીની શીખામણ. અહીંઆ ચંદ્રસીંહ આવે છે ને નગ્ન છોડી નાસી જવાનો નીશ્ચય કરે છે.

૪—સોના મોહોર મળવાથી ખુસી થતો માળીનો છોકરો માનલો ને તેની મા રાધડીનો તકરાર.

૫—માલતી પોતાના પતી ચંદ્રસીંહને પૈસા ઉડાડવા ના કહે છે. પણ તે નહીં માનતાં ચંદ્રસીંહ ધારેલો વીચાર પાર પાડવાની ઉમેદથી નગ્રનું અન્ન પાણી હરામ કરી ચાલ્યો જાય છે.

૬—દુરગુણ તથા નફ્ટશંકરની પ્રપંચ ભરેલી ગોઠવણ- ગુણવંતનું ચુપકીથી સાંભળવું.

૭—ચંદ્રસીંહ પોતાના ઘરમાંથી પૈસા લેવાની ગોઠવણમાં છે, ત્યાં ગુણવંત આવી પરદેશમાં જવા ના કહે છે. પણ ચંદ્રસીંહનો અતીશય આગ્રહ જોઇને વગર બોલ્યે ચાલ્યો જાય છે.

૮—સેનાપતી માલીને ત્યાં આવી, પોતાની ઉમેદ પાર પાડવા માટે માલણને પૈસાની લાલચ આપે છે.

૯—ચંદ્રસીંહ પોતાના માબાપની રજા માગવા આવે છે,

૧૦—આગળથી કરેલા સંકેત મુજબ, મદીરાની અંદર ઝેરી પદાર્થ પાઇ, ચંદુને બે શુદ્ધ કરે છે, ને તેની ગાંસડી બાંધી પાસેના વીકટ જંગલમાં દુરગુણ તથા નફ્ટશંકર મુકવા જાય છે.

૧૧—સેનાપતી પાસેથી મળેલા પૈશાની શું વ્યવસ્થા કરવી તેનો માલણનો વીચાર ત્યાં માલી આવી તેમ નહીં કરવાનું કહેતાં બન્નેમાં તકરાર. ત્યાં અભયસીંહની દાસી કુલટા આવી છોડાવેછે.

૧૨—બેભાંન થએલા ચંદુનાં લુગડાં લેવા દુરગુણ તથા તેનો મીત્ર નફ્ટશંકર ગોઠવણ કરે છે. ત્યાં ચોર લોકોનું આવવું, નફ્ટશંકરનું ભાગી છુટવું, ને દુરગુણનું સપડાવું, લુચા લોકોથી ચંદ્રનું મુક્ત થવું.

૧૩—ગુણવંતનું ચંદુને મળવું ઘરે આવવા સમજાવે છે, પણ શરમ આવવાથી ચંદુ પરદેશ ચાલ્યો જાય છે.

૧૪—દુરગુણ તથા નફ્ટશંકરનું કામકળાંને ત્યાં આવવું, ને ગણીકાએ કરેલી કપટ જાળમાં ફસાઇ મરણને સરણ થવું.

## અંક—૨ જો.

૧—માલતી સીવ પુજન કરે છે ત્યાં સેનાપતીની મોકલેલી માલણ આવી પુજા ન કરવી ને ખાવું પીવું ને મોજ શોખ કરવો એવું કહેતાં સીંહણની માફક આંખો કહાડી લાત મારી માલણને કહાડી મુકે છે.

૨—પોતાની પુત્રીનું સગપણ કરવા નીકળેલ એક ભીક્ષુક બ્રાહ્મણ.

૩—ઘરડપણમાં લગ્ન કરવાનો જોઇતારામનો પક્કો ઠરાવ, સોકનું સાલ કરશે, એવું જાણી જોઇતારામની સ્ત્રીઓ જોઇતારામને લડે છે.

૪—માલણ તથા કુલટાનું કપટ.

૫—સેનાપતી પાસે માલણ કુલટાને પૈસાની લાલચમાં લપટાવી-માલતીને બે ચોર પાસે નીંદ્રામાં ઉચકાવી સેનાપતીને સ્વાધીન કરવા પકો ઠરાવ.

૬—શેરખાં સાથે કુલટાની ખોટી પ્રીતી ચોરોનો વીચાર.

૭—ચોકીવાળાને ચોરે મારી મેહેલની માંહે નીંદ્રાવસ થએલી માલતીને ઉપાડી જાય છે, કુલટાનું ખોટું ગભરાવું, ને બુમો પાડવી, અભયસીંહનું આવવું, ને ચોર પાછળ જવા વીચાર.

૮—ગુણવંતલાલનો દીલગીરી ભરેલો દેખાવ.

૯—પ્રધાન પુત્રને ત્યાં ગુણવંતનું આવવું, ને માલતીના હરણની વાત કહેવી.

૧૦—શેરખાંનો સોચ તથા બે સ્ત્રીઓની વાતચીત.

૧૧—શેરખાં પાસે વાણીઆની પૈસાની ઉઘરાંણી.

૧૨—ચંદુની શોધમાં નીકળેલ બે સીપાઇ.

૧૩—સેનાપતીની કપટ જાળમાં ફસાએલી માલતી ઉપર સેનાપતીનો જુલમ, માલતી સેનાપતીની કાંઇ વાત કબુલ નહીં કરવાથી એક દાસીને સમજાવા મોકલેછે, પણ આ જન્મ દાસીનો છે

ને ભવીષ્યમાં શું થશે, એવો વીચાર કરી દાસી માલતીને મદદ આપે છે.

૧૪—દાસી પત્ર આપવા પ્રધાન પુત્રને ઘરે જાય છે, તથા બ્રાહ્મણને માળી.

૧૫—દાસી સાથે મોકલેલો માલતીનો પત્ર વાંચી પ્રધાન પુત્ર તથા ગુણવંત તથા કશન પોતાના મીત્રની ઓની મદદે જવું.

૧૬—સેનાપતીનો ખોટો વીચારને પકડાવું.

૧૭—સેરખાં તથા કુલટાનું કેદ થવું.

## અંક—૩ જો.

૧—જેલખાનામાં સેનાપતી કુલટા તથા સેરખાંનો પશ્ચાતાપ.

૨—દસ વરસના દામોદર શેઠની પચીસ વરસની ઓરતનો તકરાર, તેનો યાર આવેછે, સીપાઇ બન્નેને પકડેછે, ને લાંચ દઇ છુટી જાયછે, એક તરફ છુપાઇ રહેલો ગુણવંત સીપાઇને લાંચ લેતાં જોઇ ધમકી દેછે.

૩—રાજાને ગુણવંત માલતી પર ગુજારેલો સેનાપતીનો જુલમ જાહેર કરે છે.

૪—લાંચ બાબત ખુલાસો.

૫—ચંદ્રસીંહ પરદેશથી આવી તેના માત પીતાને મળેછે, ને માલતીની બીનાથી વાકેફ થાય છે.

૬—ગુણવંત તથા ચંદ્રનો મીલાપ, તથા બે કારકુનો.

૭—કોર્ટમાં માલતીના કેસની તપાસ, ખરા ગુંનેગારને શીક્ષા થાય છે. પણ ચંદુ આવી રાજા પાસે વચન માગી ગુંનેગારને છોડાવેછે, માલતી તથા ચંદ્રનો મીલાપ આનંદની અવધી.

ॐ तत्सत्.

# ચંદ્ર-માલતીનાં નાટકનાં ગાયનો.

---

બાળકીઓ— (૧)

ગારીધર સહાય કરતું મોરારી.
વિશ્વ વિષે વિખ્યાત વિભુ છો, અસરણુ સરણુ કરણુપ્રભુ છો;
જન્મ મરણુ આ જગતની માહે ગહન ગતી તારી,
નવિન નાટક આજ ભજવવા ધારૂં;
સન્મતી દયો ત્રીપુરારી આ વારી.

(૨)

ખેલ ભજવીએ ખાંતથી, વીલંબ ન કરો કાંઇ પ્યારીરે,
ફિતેજન દેવાને આવ્યા છે, સદગ્રહસ્થો આ વારીરે;
ખેલ ભજવીએ, સત્ય સજવીએ, જુઠ તજવીએ, રાગે ગજવીએ,
ચાલો ચાલો ચાલો ઝટપટ જઇએરે.

સ્રી મંડળ— (૩)

કળીઓ ખીલેલી નીરખો, આવેલી પુષ્પે લચેલી જુઓ પેલી;
આનંદ એલી થાઉં હું ઘેલી, વૃક્ષે વીટેલી રહી ફુલી,
ખુસબો સારી આનંદકારી, આવે છે ભારી જો પ્યારી;

છોડ માંહે જુઓ જાઇ, ચંબેલી રહી છવાઇ,
લાગે છે કેવી નવાઇ, છે તે બહુ સુખદાઇ;
જુઓ પેલી વેલો ધાઇ, વૃક્ષ સાથ લપટાઇ.
નીજ સ્વામી સાથ રહી, કેવી મન મલકાઇ,
જોઇ જોઇ વનરાઇ મંનતો રહ્યું લોભાઇ;
મંદ મંદ વાયુ વાઇ, સુગંધી આ પથરાઇ

સર્વ— ( ૪ )

સાથે સખી સહુ રહીને, ચાલો રમત રમીએરે—
એક એકની સાથમાં રહીને, ડગજ ભરીએરે,
આનંદથી આજ ગમત સર્વ, મળીને કરીએરે—
ચાલો ચાલો કેની વાટ, જુઓ છો સાથે વીચરીએરે,
સંગીત સુંદર સર્વ સાથ, આજ બજવીએરે—

( ૫ )

સખી સંસારે સુખ છે શીયળમાંરે, પાળો પ્રીતથી બેનો એ વ્રત,
અતી ઉમંગ ધરીને સૈયર અંગમાંરે—
સખી શાસ્ત્રમાં સુંદરતા એની લખીરે, વીધી વ્રત તણી પાળો ધરી મીત—
નીત્ય ઉઠીને નીમયમથી, પ્રભુ પતી ધારી;
તન મનથી સેવા કરો, અહો સખી પ્યારી;
પર નર પ્રીતી અગ્ની સમાન છેરે, લખી શાસ્ત્ર માંહે રૂડી એ રીત—
પતી જમ્યા પછી જમીએ, દીલથી રાખી ટેક;
આજ્ઞાનુસાર અનુસરી, વચનજ રાખીએ એક.

માલણ કુંભારણુ તણો સંગ છોડીએરે, ઉંઘ આળસને કરીએ દુર—
સાસુ સસરા નણુંદનું, કહેવું ધરીને કાંન, ઉંચે સ્વરે ન ઉચરીએ,
રાખીએ સૌનું માંન;
જેથી ઇજ્જતમાં રહીએ સ્થૈયર આપણુરે, સારી સીખ હોય તે
ને ધરો ઉર.

જીવ જતાં નહી છોડશો; શીયળ શુભ છે વ્રત,
કદી નહીં કરશો તમે, જગત વીશે કુડ કૃત—

માલતી— ( ૬ )

શું પુષ્પો ખીલ્યાં અપાર ચોંપે ચુંટી લઇએ આવાર.
તેના હાર ધરી પ્યાર ઝટ કરો તૈયાર—
આનંદ નમાય મુજ અંગે (૩) ચાલો ઝટ ચુટી લઇએ રંગે.(૩)
સારાં સારાં જોઇને આવાર—

સેનાપતી— ( ૭ )

અહા ઉપવન રમ્ય વીશાળ, વક્ષ હાર જોઇ પ્યાર આવે મુજને અપાર.
વૃક્ષ લતા સીર પરશી લટકે, જુઇ જાઇ ઘટા છાઇ કાંઇ કાંઇ;
વનરાઇ સુખ દાઇ વાયુ વાઇ છે નવાઇ—

( ૮ )

કેવી અજબ બની વાત આ, દીલ મારૂ થયું ખારૂં જોઇ સારૂંઆ.
જોઇ ધારી આંખે બાળી કયાંએ નારી ગઇ સારી.
કરૂં પ્યારી એને મારી સુખ કરનારી એ દીલદારી મેહેલમારે લાવું.
જયારે સુખ ત્યારે હાં, થાય ઇચ્છા પુરી સારી આ—

સર્વ— ( ૯ )

જાજા દુરાચારી જારી અંહીં આવ્યો કેમ.

તોલ કર્યા વીનાં બોલશું બોલે, એકલી જોઇને જેમ તેમ.

સે૦—નહીં છોડું તુજને હવે સાચી કહુંછું વાત,

વધુ પડતું જેકો વદે તે નીશ્ચે ખાશે લાત.

પે૦—મર મુવા અભાગીઆ સરમ ન આવે,

સે૦—હડ મારૂં લાત મુંને તું શું ડરાવે,

બો૦—ચાલ પીટયા ચોર તું શું દમ બતાવે.

મા૦—અરે દુર રહે કૂર ખોઇશ નુર,

બ૦—ચાલો ઝટપટ જઇને જાહેર કરીએ શું થાસે એમ,

સે૦—કરવાનું હોય તેમ કરજે જઇને જેમ—

ચંદ્ર— ( ૧૦ )

આજછે આનંદ અહો મન માંહીં, જાઉં મારી પ્યારી પાસે તો સહી.

ગુણીકાછે પાણુતે ગંભીરગુણે ભરી, સેવ કરેછે મારી તન મન ધન દઇ.

રસ થકી ભરેલછે રસીક એ, પ્યારથી બોલાવે છે પ્યારા કહી—

તજીછે નારીને મેં મારી તે થકી, અધીક સુખ આપેછે સુંદરી ગુંણુગાઇ.

ગુણવંતલાલ— ( ૧૧ )

શાને માટે કરો એવું કાંમ.

તમે તજો સારાં લક્ષણ જારીનાં વસો નહીં નારીમાં એવી યારીમાં.

રાખો નહીં એ ગુંમાન—

ચાલ જે નઠારી દયો સુધારી કરો સારી સુંદર મનહર પરનારી.

આનારા વારા દુર કરો દુર કરો નામ—

ચંદ્ર— ( ૧૨ )

જોઇ નહીં તરૂણી ત્રીયા.
તેની યુવા વસ્થા શાંની સુખ તણી હાંની રહ્યા માંની સંસારે.
સંસારે ધીક ગઇ જીંદગાની—
મંદ મંદ એ મુખ મલકાવે, અતર સુગંધથી તે છલકાવે,
ઉર વસી તેણીના તુલ્ય ન આવે, ઉર મદ ધરતી ફણી જેમ બીલની;
પ્રેમ મન બસ્તી સખી સંગ ફરતી—

ગુણવંતલાલ— ( ૧૩ )

શોખીન થઇને સુધરેલાઓ, દાટ વાળ્યો છે બારીરે.
ભણ્યા ગણ્યા એ બારે વીદ્યા, પણ અકલ ન ધારીરે;
કલંક લગાડી કુળની માંહે જાય રમવા નીત્ય જારીરે—
માતપીતાની આજ્ઞા લોપી, દુર કરી ઘર નારીરે;
વેશ્યા સોબતમાં સુખ, માંની, મદીરા પ્યાલી પ્યારીરે—
ફાંકડા થઇને ફોગટ ફરતાં, મદાંધ થઇ અવીચારીરે,
ધીક ધીક છે એવાઓને, નીચ સાથ દીલદારીરે—

દાસી— ( ૧૪ )

અરે અન્યાય કેવોરે, જુઓ આ જગત માંહે જણાય.
પીતા નીજ સ્વાર્થ શોધે, અતી પૈસાને લોભે;
પુત્રીનું સુખ ન જુએ જરાય—
કજોડું જાણે પોતે, તોય લેવાને જોતે, જાણી જોઇ પોતે પીડાય—
ઉચ ઉંચ નાતી માંહે, કુડાં કુકર્મ થાએ, જેનાથી હાનીઓ થતી જોવાય.

ગણીકા— ( ૧૫ )

સ્વામી વીનાંન સુખ મુંને દુઃખી દુઃખી છું હું પ્યારી.
અનંગ અંગ બહુ સતાવે, દીન કે રાત્રે નીંદ્રા ન આવે,
જોબન અતીશે જોર જણાવે, દુઃખથી બેન હું હારી—
રોગ રોમ કામાગ્ની છવાયો, પ્યારાનો કાંઇ સંદેસો ન આવ્યો,
ઉપરથી શું પ્રેમ બતાવ્યો, વ્યાકુળ મન મારૂં પ્યારી—
પ્યારા વીંનાં મને પલ યુગ થાયે, ક્ષણુ ન ચેન પડે અરે કયાંએ,
આ વખતે જો અંહીંઆં આવે, ભેટથી ભાગ્ય અહો પ્યારી—

( ૧૬ )

અરે છોડ હવે તુજ લવરી.
કયારની કહું પણુ કહ્યું ન માને કાંમ છે કે બેઠી નવરી—
ધીક ધીક ધંધાને તું કહેછે, કયા મોટાની તું દીકરી—
શાંણી થઇ શું શીક્ષા આપે, બોલે તું થઇને બાવરી—

ચંદ્ર— ( ૧૭ )

ગણું સુખ સદા તુજ સંગ.
વદન સદા સુખ દાયક જોઇ મોહી, હરદમ રહું હરખાઇ—
ચંદ્ર મુખી તુજ ચંદ્ર વદન જોઇ, પ્રેમ પાસમાં પડયો છું પ્યારી,
નયન બાંણુ તુજ રદગે વાગ્યું, તુજ વીનાં રહું ઉદાસી અંગ—

( ૧૮ )

ગણીકા—નથી પ્રીતજ પ્યારા રહોછો ન્યારા અરે આવારા એમ કેમ.
ચંદ્ર—તું મુજ પ્યારી કરૂં ન ન્યારી, રસીલી છબી લાગે તારી;
સુતરકા—ભણુતર માંહે ગણુતર માંહે ધુળ નાખી તેં ધુળ—

ગણીકા—તમથી પ્યારા બાગ્યજ મારા, સેવા કરે નીત્યે આદારા
સુતરકા—ચંદુ નસીબ ફુટયાં છે તમારાં, ધીકાર સોવાર ધીકાર—

માવલો— ( ૧૯ )

થયોસે આજે આણંદ દન—હો.
રમવા આવ્યાં હતાં આજે ચંદુભાની વહુ;
એક હોનૈયો એણે આપ્યો કોઇને ન કહું—હો
ગામમાં જઇને બરફી પેડા પેટ ભરીને ખાઉં,
મારી માથી છાંની બરફી મારા બાપાને દઉં—હો.

રાધડી—હુંસે અલ્યા શોકરા તું ખુંમો પાડે બહું,
હું મુઠીમાં ઘાલ્યું સે !
માવલો—એ તો મને વાલું સે !
રાધડી—ના ગગા એ તો હું લઉં;
માવલો—ના માડી હું તો નઇ દઉં;
રાધડી—ફાટયું ફાટયું સું બોલે છે અલ્યા સોકરા તું—હો.

માલતી— ( ૨૦ )

પ્રભું ગહન ગતી અતી દીસે તારીરે,
અતી દીસે તારીરે દીસે ખેદકારીરે, જોઇ જોઇ થાય દુઃખભારી—
ગુંણી રીબાએ, દુઃખી થાએ; એવી અદભુત ટેક એક જોઇ તારીરે,
બહુજ પાપીઆ, જોયા સુખીઆ; એવી નીતી રીતી ભાળી થાય
ભયકારીરે—
મન મુઝાયે,જીવ ગભરાયે;માટે સાર વાર વાર કરો આજ મારીરે—

( ૨૧ )

પ્રાણુથી પ્યારારે, પ્રાણુથી પ્યારા મારા નહીં થાઓ ન્યારા

કરજોડીને આ દાસ કહે છે આજે;
તમ દર્શથી આ વાર પાંમું હર્ષ હું અપાર
અતી સંતોષ મનમાં મારારે—

**ચંદ્ર**—ધન્ય છે પ્યારીરે.

ધન્ય છે પ્યારી મારી કૃતી સુભ તારી પતીવ્રતા તું છે નારી
કહું છું ઉચરી, જોઇ જોઇને વીચાર થાય મુજને અપાર
અહો ભાગ્ય માંનું આવારીરે—

**માલતી**— (૨૨)

ભુલી ભુલી હુંતો આચાર, છો સુજાંણ ગુંણુ ખાંણુ બોલી વાંણ
ભુલી ભાંન તજી જ્ઞાંન છું નાદાન—
તજો તમે આ કોપ હે પ્યારા માફી માગું છું નાથ:
હું જોડી ને બે હાથ, કહું છું વાત અધમ છું જાત આ ગુનેગાર—

**ચંદ્ર**— ( ૨૩ )

દુર દુર થા તું દુર કીધી છે તેં પુર કસુર,
વીચાર્યું ન કાંઇ ઉર મેણું માર્યું મને પુર;
જોયો મેં તારો પ્યાર કરી ઘણો વીચાર,
છું લાચાર નહીંતર ઠાર કરત તને ચુર—

**ગુણવંતલાલ**— ( ૨૪ )

પ્રભુસમ ગણીને માત પીતાની પ્રેમ ધરી સેવા કરીએ.
ખરૂં એ તીર્થ પવીત્ર જાણો, જે શીખ દે તે ઉર ધરીએ—
તન મન ધનવડે સેવા કર્યાથી, સેજે ભવ સાગર તરીએ—
માંને નહી જે માત પીતાનું રાક્ષસસમ તે જન ગણીએ—

**રાધડી—** ( ૨૫ )

જાને પીટયા એલા જુઠીઆરે, તેંતો કાપીયું તારૂં નાકરે,

**માલી—ચુપ—**

**રાધડી—**ગાંમ ગધેડે બેસીઓરે, તેતો વાળીઓ આડો આંકરે.

**માલી—ચુપ—**

**રાધડી—**મીઠા વીનાંનો માવલોરે, સોકરાગાં નહીં માલરે.

**માલી—ચુપ—**

**રાધડી—**તારા બાપાની આબરૂ રે, તેમાં તારે નથી તલ ભારરે.

**માલી—ચુપ—**

**માલી—** ( ૨૬ )

મારા હૈયાનો હારસે આપણો માવલો, રાખું પાંહેંને પાંહે (૨)
કાલો ઘેલો એ વાલોસે મારો સોકરો, રહે આંહેને આંહેં. (૨)
ગાંમમાં જઇને ગજી થોડીક લાવ હું, પૈહા ખરસીને ઘેર (૨)
સેરમાં જઇને તેનાં કરાવહું લુગડાં, લેહું લાખેણી લેર (૨)

**રાધડી—** ( ૨૭ )

મારા વાલમજી લોલ, સાલોને સાલીએ બાગમાં.
જાઇ જુઇ બટ મોગરોરે લોલ, ગુલાબ કેતકીને તાળ—
હાર ગુથું હું હાથથીરે લોલ, ફુલોની ભરહું થાળ—
વજીર સાબને સોખસેરે લોલ, એમને આપ હું હાર—
રાજી થઇ ખુબ રીઝશેરે લોલ, ખુબ કરાવહે લેર—

**ચંદ્રની બેન—** ( ૨૮ )

આહીં રહો નહીં વીચરો ભાઇ—
દીલ માંહેં દુ:ખ બહુ થાય, ના જવાય અરે ક્યાંય—

પરવા પરાઇ ન ધરીએ, બેઠાં અહી મોજ્જ કરીએ;
દુઃખ શાને સહીએ જરીએ, જવાનું સાંભળી થાય લાય હાય હાય.

ચંદ્ર— ( ૨૯ )

મારી બેન તું શાંત થઈ, દુઃખ દીલનું છોડ તું આજ સહી—
માત પીતાને કહ્યું છે મેં તારૂં, ધીર ધરી રહો બેન અંહીં—
ખુસી થઇ તું રજા આપજે, શાણી તું મારી સીખ લઇ—

ચંદ્રની બેન— ( ૩૦ )

વિદેશ વિશે વિખ્યાત થઇ વિર વેલો આવજે.
મારા બંધુ પત્ર પઠાવજે—
પરદેશે જઇને ભ્રાત, સારી ચીજ તું લાવજે—
આ માત પીતાનું નુર, અને તું કુલ દીપાવજે—
આ શીશ મુજ છે એહ, સત વર્ત તું જીવજે—

સુત્રીકા— ( ૩૧ )

નિચની સોબતમાં સું સાર છે, સજ્જન જુઓ નિચની સોબતમાં.
ઉંચ કુળને એબ લગાડે, મદીરા પીનાર દોસ્તદાર છે—
માત પીતાની શરમ છોડીને, હરામ ખોરોની સાથે પ્યાર છે—
આંખ છતી પણુ અંધ બને છે, દાખલો કુસંગનો આ વાર છે—

ચોર બધા ( ૩૨ )

૧—અલા સાલોને આંઇ કોઇ સેરે.
એહે માવલા અહીંયાં આમળ તું તો ઉભોરેને,
૨—પેથીઆ તું જઇને ઝટપટ ઓને ખબર દેને—
૩—વીહળ વેલો આવને અહીં કણ ખુણો હાંસવજેરે,

૫—હળવે હળવે મને અહીંથી પણ જવા દેને—
૧—અલા હાલો હાલો હાલો ?
૨—હુંસે હુંસે હુંસે હુંસે ?
૩—હળવે હળવે હળવે રહને ?
૪—પકડો પકડો પકડો પકડો;
અંબા—ઝટ ઝાલી પાડો એને—

ચંદ્ર— ( ૩૩ )

લબાડી લોકોની પ્રીતી છે તે મુવો મુવો,
હાલત મારા જેવી થાશે તે જુઓ જુઓ—
મુખથી મીઠું બોલતાં છુપી કાતી છાંય,
એવા નીચ મનુષ્યની કરે છે જે મીત્રાઇ—
માથું દેવાનું કહેતાં સ્વાર્થ માટે દે આંત,
મહાંત થઇ કરે મીત્રતા કહ્યું ન ધરે કાંન—
જાર કર્મ કરવા જતાં ઉડાડીને ધંન,
નાત જાતને નવ જુએ સમજે નહીં જે મંન—

છોડીઓ— ( ૩૪ )

અંખીયાં ન મારો સુંદરીયાંરે, ગોરી ગોરી તોરી સુરતીયાં પ્યારી—
એક તો મારે તોરી બારી ઉમરીઆં, દુજે મારે જોબનવાંરે—
તીસરે મારે તોરી ચોરીકા બટવા, કયા જાદુડારે પતરીયારે—
નયન કટારી હમેંન મારો, કટે કલેજાં હમારાંરે,
પતલી કમરકો લગી જુલરીયાં, જારે હમારા જીયરવારે—

---

# અંક—૨ જો.

સર્વ— (૩૫)

હે શંભુ હે શંભુ મોટા છો દેવ, કરીએ અમો સર્વ તમારી સેવ.
ન્યારી વારી તારી ગતી સારી પ્યારી લાગે સુખ શાંતા
સૌ ચાહાતા છો દાતા પીતુ માતા ગુંણુ ગાતા જગત્રાતા હર આપદા.
અમારાં પાપ છે તે અગાપ તું પ્રભુ કાપ હે જગબાપ;
સૌ નાચીએ ગાઇએ સ્તુતી ઉચારી એ પુષ્પે વધીવીએ
કુંમકુંમ ચંદન લઇ ધરીએ સદા—

માલતી— (૩૬)

સતીને પતી વીન દુઃખ અતી. સતીઓ પતીથી રાજી થતી—
પતી વીન સતીને સુખ ન રતી—
સુખ સ્વામીની સાથ રહેથી, દુઃખી થાય દુર થએથી—
રાજી રાજી હૃદયે રહેતી, પતી પતી મુખ કહેતી—

સર્વ— (૩૭)

હારો હારો શું હીંગતને, તમે બેન હારો;
અરે મારી વાલી કરકર ખાલી તું દુઃખ ભર આલી—
જે થવાનું થાય જાણો સોચના કરાય માટે, આવો કરો પસ્તાવો;
જુઓ ન્યારી વારી પ્રભુની ગતી સારી પ્યારી—
આમ કેમ કરેછે. બેન છોડ જક આજ તારી, રહે તું ધીરજ ધારી;
છોડ તું ઉદાસી સારી, દીલ વીચાર, તું આ વાર, શોક નહીં કર લગાર,
શાંને માટે હામ છેક છોડે સુખકારી કરે ત્રીપુરારી પ્યારી ભરમાવોનાં—

૬૮૬૭



માલતી— ( ૩૮ )

પુષ્પો શું કરૂરે તારાં લઇને, લાગે ન પ્યારાં મુજને સારાં
છે તે નઠારાં વારાં ન્યારાં સારાં ધારૂંરે—
પ્રાણપતી મુજ પાસે નથીને, પુષ્પ પલંગે નહીં પાથરવાં;
તેથી સજવાં તજવાં ભજવાં પ્રભુને સારાંરે—

( ૩૯ )

શું બોલી અરે તું મુખથી, સમનાવે ત્રણ ખાવે તાવવા તું
આવે છે દુરથી ચાલીજા નહીં કાંઇ ફાવતું—
સો સો વાર નીચ નાર ધીકાર ધીકાર છે,
કમ જાત તુજ માત પેટે વેઠી ફોસલાવશું—
અંગ માંય લાગી લાય મુજથી નહીં ખમાય,
પાપીણી સંખણી તારી સારી સેવ કરૂં હું—
શું તું ધારી બોલે જારી નીચ નારી ચાલ તારી છે ઠગારી
જા ધુતારી ધીકાર ધીકાર—

સેનાપતી— ( ૪૦ )

છે સુખ એક રમ્ય રમણીમાં સર્વમાં શ્રેષ્ટ તે—
વાળે વાળે ગુંથા મોતી (૨) સેશ ફેણી કેશ તણી ગુંથે વેણી
માંહેં મણી મૃગનેણી બણી ઠણી બેઠી પદમણી—
અહો ભાગ્ય એવી ઘરનારી, અંગે ધારી વસ્ત્ર ભારી એવી પ્યારી
દુઃખ હારી સુખકારી કરૂં મારી આવાસ વીચારી—

( ૪૧ )

આંખે ન ઓઢા ન્યાળી.
અંગે તે એવી છે ગોરી, ચીત મારૂં લીધું ચારી;

મૃગ નયનીએ મોહની મારી—
રૂપ એ રતીનું લાવી, જાંણી ઉર વસી આવી;
મુખ ચંદ્ર સમોવડ ધારી—
કટી કેસરી સમ શોભે, તેથી મારૂં મન તો લોભે;
મેળાવ મુજથી એ પ્યારી—

( ૪૨ )

નાર નાર જોઇને મોહીને ખોઇને બેઠો આતાર વાર.
નગન બાંણનો માર, માર્યો મને તે હાર;
હાથથી ગઇ એ હુર, સુંદર ચંદર નુર;
બદન હસેને ચચલ નેન ભવો કમાન મારતી સેન;
કેવી રસીલી એ છબીલી બાંધવો મારે જરૂર એથી પ્યાર પ્યાર.

કુલટા— ( ૪૩ ) .

થાઉં ખુસી, ખુસી આહા આજ મારે ગંન.
કડતલ એનું આજ કઢાવું નકી મારે હાથ,
પેહેલેથી પૈસા લઇને કરવી પછી વાત—
દાંમ મળે તો કાંમજ સઘળું દોડી કરીએ ઝટ,
પૈસો છે મોટો પરમેશ્વર છોડયો તેને ફટ— .

શેરખાં— ( ૪૪ )

જાઉં કુરબાંન કુરબાંન હરદમ રહેતાહું પીદામેં મેરી જાંન.
દીલો જાંન તું પરી,
**કુલટા**—હું તમોને વરી;
**શેરખાં**—તું રસાસે ભરી,
**કુલટા**—લીધું ચીતને હરી;

**શેરખાં**—ચંદર જેસી સુરત એ પ્યારી તેરી;
કયા હુસીયારી તેરી હે જાંન—
**કુલટા**—મન હર્યું છે તરત,
**શેરખાં**—વાહ વાહ કેસી હે સુરત;
**કુલટા**—દીસે રસીલી સુરત,
**શેરખાં**—દેખ હોતા હું હેરત,
**કુલટા**—પ્રીય પ્રાંણુ પ્રીય પ્રાંણુ પ્રીય પ્રાંણુ પ્રાંણુ;
**શેરખાં**—વાહ વાહ જાંન વાહ વાહ જાંન વાહ વાહ જાંન જાંન—

**વીહળો તથા રામલો— ( ૪૫ )**

૧—કેવું આવ્યું આ કાંમ. અહાહાહાહા,
૨—ખુબ મલહે તો દાંગ અહાહાહાહા;
૧—હારી લાવો તું વાત,
૨—જવું તાં મધરાત;
૧—ચાલો જઇએ સંગાત,
૨—કોઇને કેહેવી નહીં વાત, અહાહાહાહા;

**સીપાઇઓ— ( ૪૬ )**

કાનુડે કાંમણ કીધાં મથુરાનાં મારગ લીધાંરે.
વચન દીધું આવવા માટે, આવ્યા આજ ન કાલ;
ખોટા કોલ એમણે દીધારે—
મથુરામાં જઇ મોજમાંણે કાલી કુબજાની સાથ;
પ્રેમનાં પ્યાલા પીધારે—
હે હરી હવે હાથજ આલો, લીયો છાંયાં માંય;
આવો પ્રભુ ગોકુળ સીધારે—

માલતી— ( ૪૭ )

હરી હાથ ગ્રહી મમ દુઃખ હરો. કષ્ટ કાપો મમ પ્રાણપતીનું
વીનતી મારી ઉર ધરો—
આયુષ વૃધી થાય એમની, પ્રભુ પ્રેમની દ્રષ્ટી કરો—
આરોગતાં રીધી સીધીની સાથે, સુખને વળી શાંતી ભરો—

કુલટા— ( ૪૮ )

સુખ શાંતી ધરી (૨) નીંદ્રા લીયો દુ:ખ દુર કરી.
સીત મંદ સુગંધ મય સો પવન અહીં અથડાય,
નીર્મળ આકાશની માંહે શું તારા ચળકાય—
અવાજ કરતી ચાલી રાત્રી લીયો તમે સુખ શાંતા,
તમરાંઓનાં અવાજ કાંને સુંદર શા અથડાતા—
પ્રાણી સર્વ ચીંતા તજીને લેતાં વીશ્રાંતી,
લુચ્ચીને લફંગી રાંડો અવર ઘેર જાતી—

અભયસીંહ— ( ૪૯ )

અરે જુલમ જુલમ આવો કીધો કેણે હાય.
અહા લાગે અતીસય લાય, અરે મુજ દીલ માંય;
ગને સુજે નાં ઉપાય, કેમ તેનું હવે થાય—
જુલમ કીધો છે કેણે આવીનેરે આવીને,
અનીતી કરી શું ગયો ફાવીનેરે ફાવીને;
હાય કેણે કીધું આમ, અરે અરે આવું બુરૂં કામ;
ચોરી પકડી તમાંમ, મારૂં એને ગોતી ઠાંમ—
ગરીબ બીચારા આ ચોકીદારો તણી ઘાત,
કરીને હરામી કોણ નાસી ગયો એ કુજાત;

સત્વર હું અહીંથી જાઉં, પકડીને બાંધી લાવું;
અન ત્યાં સુધી ન ખાઉં, ત્યારે ક્ષત્રી હું કહાવું;
અરે ઓ સુરવીર, અહીં આવો રણધીર,
ઉતારો દુષ્ટોનું નીર, તેને પેહેરાવો જંજીર;
જાઉં જાઉં જાઉં જલદી વેર મારૂં વાળું—

ગુણવંતલાલ (૫૦)

હાય આશું થાય, જડે નહીં ઉપાય.
આવેછે વીચાર મુજ મનમાં આ વાર, તેથી મુંઝાઉં અપાર,
હવે શું થાશો સાચ જુઠ સૌ સાથ તણાય; ચોતરફે અન્યાય—
અરે કોણે કીધું આવું વામ કામ આગ, ખોળી થાકયો બધું ગામ
ધરી હાંમ ઠાંમે ઠાંમ નીસજાંમ, મળ્યું નહીં કયાંએ નાંમ;
પણ તર્ક થાઇ ગનમાંહી કંઇ કંઇ જઇ જઇ માગવી કેની સહાય—

(૫૧)

વીપરીત વાત એક થઇ છે શું કહું તને.
હાય કાય કંપે મારી કહેતાં તુજ કને—
મધરાત્રીએ મહાકારી, થઇ ચંદુને ત્યાં ચોરી;
કોઇ લઇ ગયો છે નારી, નજરે જોઇ તે વાત સર્વ દુ:ખ તે મને—
બહુ ગોત કરી મેં ત્યાંહી, પણ પતો મળ્યો નહીં કયાંઇ;
એ ચીંતા મુજ મન માંહી, ચંદુભા પણ રીસાઇ ગયાછે મેં જોયાવને—

માલતી— (૫૨)

અરે ઓ ઇશ્વર અજબ વાત આ.
મેહેલને મંદીર દીસે કોઇનાં શી રીતે આવી હું આંય—
નકી આ મુજને સ્વપ્નજ આવ્યું જરૂર નીંદ્રાની માંય—

સેનાંપતી— ( ૫૩ )

મુજને તું ચુંબન દઇ દઇ, પાસ આવ તું પ્યારી મારી;
વીચાર કરીને મનમાં—
મૃગ નયની હું તુજ મુખ જોઇ, કાંમ પાસમાં પડયો છું મોહી;
આવ્ય પાંસ તું અહીં અહીં—
હાવ ભાવ કટાક્ષ કરીને, દીલથી મુજપર પ્રેમ ધરીને;
મંનથી રાજી થઇ થઇ—
પાંસે આવ તું કેમ ન મારી, દુર ઉભી થરથરતી પ્યારી;
વીચાર કરતી કંઇ કંઇ—

માલતી— ( ૫૪ )

ચાલ હવે તું દુરરે ( ૨ )
પરાઇ ઓરત પકડી લાવી પાપ કરે છે પુરરે—
જેમ તેમ તું મુખથી બોલે શરમ ન આવે કૃરરે—
પાંસ હવે તું આવ ન મારી નહીંતર કરૂં હું ચુરરે—
કહી કહીને હું તો થાકી સમજયોનાં અસુરરે—

સેનાંપતી— ( ૫૫ )

પ્રીત પસારી દે ચુંમન પ્યારી,

માલતી— સઠ હઠ ઝટપટ છોડ તું તો જારી જારી જારી—
ખટપટ ખાલી ન કર, મુરખ પ્રભુથી ડર;
નહીં તો ખેંચી કાઢું જીભ હું તો તારી તારી તારી,
મુખથી તું બોલ અરે વીચારી વીચારી—

સેનાંપતી—શાંણી થઇ વાંણી આ કેમ ઉચારે,

માલતી—ચુપથા મુરખા ચાલ્યોજા પાપીઆ બોલના
બંધથા તુજમાં જણપાકાં—

ગુણવંતલાલ— ( ૫૬ )

લખી પત્ર પ્રેમે પાઠવું, જુઓ જુઓ તપાસી આજ—
દુ:ખી દીલથી દાખવે, તમ મીત્રની નાર;
સેનાંપતીના હાથમાં, પડી ફસાઇ હું આ વાર—
પરદેશે તમ મીત્રને, ગયે વર્શ થયાં ચાર;
નીંદ્રામાંથી ઉપાડીને, લાવ્યો અસુર પોતાને દ્વાર—
સપડાણી તે હાથમાં, મારો નથી ઉપાય;
દુ:ખ દીયે મુજને અતી, તેણે પુરી છે ઘરની માંય—
વાંચી વેલા આવજો, રોકાશો નહીં વીર;
સત્વર શાંણા આવીને, છોડાવો દુ:ખી શરીર—

ગુણવંતલાલ— ( ૫૭ )

પકડી પાડું જઇ જઇ, ઝટપટ કરૂં કેદ આવાર.
હવે ઓળખ્યો એ નીચ પાપી, કળથી નફ્ટ લંપટ ગયો ફાવી;
હાય થઇ ખુવારી હરી એણે એ નારી—
આ ઠાંમ અરે આંગ કર્યું કાંગ. બદનાંગ
આ વાર વાર કરૂં ઠાર ઠાર—

શેરખાં— ( ૫૮ )

દેખો દેખો દેખો યારો અજબ બનાહે બારી,
રંગત ઉસકી લાલ દેખકે આતી મુઝે ખુંમારી.
સબકે આગે ઇસ્કે ખાતીર કરતે હમ લાચારી,
પીતે યારો દીલકી સારી ખુલ જાતી હુસીયારી.
જો દારૂ દીલસે પીતે, કોઉસે જરા નહીં બીહીતે;
બુઢાપનસે જુવાંન હોતે આંખોસે દેખે પ્રીતે,
સબ મીલકે પીયો તુંમ દારૂ કહતા મેં પુકારી—

બધા— ( ૫૯ )

અરે નાસીને નાસીને હવે જઇશ ક્યાં તું બોલ.

ગુ૦—નાસ નહીં તું ખાલી,
સી૦—લીધો તને ભાળી;
પ્ર૦ પુ૦—બાંધો એને ઝાલી—
ફૂશન—મારો મારો
કુલટા—હાં હાં હાં,
શેરખાં—યારો યારો.
કુલટા—હેં હેં હેં,
ગુ૦—ના વીચારો
શેરખાં—અરરર,
સી૦—આવ્યો વારો
શેરખાં—એએએ,
કુલટા—અરે વાસો ફાટયો મારો.
પ્ર. પુ૦—ચુપ જીવ લેવો છે તારો;
કુલટા—ભુલી ભાઇ સાહેબ વિચારો,
ફૂશન—ઠીક આવ્યો અગારો વારો,
ગું૦—પાપીઆ
સી૦—લુચ્ચા
પ્ર. પુ૦—બોલનાં
ફૂશન—બંધથા—



## અંક—૩ જો.

**સેનાપતી—** ( ૬૦ )

બેડીઆ પગમાંહે પહેરી ( ૨ ) હાથ કડીઆ કરમાં નાંખી
દશા બુરી છેરી.
મદમાં ચડીયા બહુને નડીઆ ઘાટજ ઘડીઆ નીચે પડીઆ;
જગત સૌ થયું જગત મારૂં વેરી—
ઘણા થયા ફીદાં બહુ વેર કીધાં કોઇથી ન બીધાં માર ખુબ
દીધાં, કથા શું કહું કર્મ કેરી—
સર્વ સુખ ગયાં બહુ દુઃખ સહ્યાં કોઇનાં ન રહ્યાં આ દીન
લહ્યાં દુઃખ આ કેને કીજેરી—

**કુલટા**—બહુ થઇ ડઇ પણ સમજી નહીં કર્મે શીક્ષા થઇ અંતે
એકલી રહી, પીધો મેં પ્યાલો બહુ ઝેરી—

**શાબેલો—** ( ૬૧ )

તું તો પ્રાંણથી પ્યારીરે, પ્રાંણથી પ્યારી છબી છે તારી રસીલી નારીરે—

**ઓરત**—પ્રીતમ મારા પ્રાંણથી પ્યારા મન હરનારા કાંમ,
રહું હજુરે કરો ન દુરે પુરી કરો મમ હાંમ—

**શાબેલો**—પ્રેમ કટારી મારી છે પ્યારી તેથી ભુલ્યો મુજ ભાંત,

**ઓરત**—કાળજુ કોર્યું ચીતડું ચોર્યું તમે છો જીવન પ્રાંણ—

**ગુણવંત લાલ—** ( ૬૨ )

શું થવાને બેઠી ખુવારી અરે હાય અરે હાય
હાય હાય હાય હાય હાયરે—
કરે લાંચ ખાવા માટે, કરે કાંમ પૈસા સાટે;

બેદીએ વસ્તુ તે ખાટે, થયો ધંધો વાટે ઘાટે;
જોઇ રહીએ કેને કનીએ ક્યાં જઇએ
શું વખત આવ્યો આ ઘડી અરે ઓ ભાઇ

( ૬૩ )

દુખી દુખી છે રૈયત બીચારી, જુલમ જુલમ બહુ કીધોછે ભારી.
અભયસીંહના પુત્ર ચંદ્રસીંહ તેહ તણી જે નાર,
સેનાપતીએ હર્ણ કરીને ઘરની માંહે પુરી આ વારી—
જુલમ તે પર કીધો ઘણો પણ ચુકી નહી શીળ વ્રત,
પત્રથી વીદીત કીધું છે તેણે બધુ અજીતસીંહ જાણી તે વારી—
મૃત્યુનાં મુખથી છોડાવી નારી લાવ્યા છીએ અમો આંહી,
ઇનસાફ એનો કરો માહારાજા કાયમ રહે તમ સારી સરદારી—

રાજા—

( ૬૪ )

સાંભળી પ્રગટી છે લાય લાય મારા તનમાં,
અરે એણે આવો જુલમજ કીધો, દંડ દઇ એને કરૂં હું સીધો;
અન્યાય કીધો તેણે હાય હાય—
નેક ન્યાય તેણે તોડ્યો છે મારો, શું એ નીકળ્યો આવો ઠગારો;
છેદી ભેદી નાંખુ તેની કાય કાય—
કરો તપાસજ પ્રધાન તેનો, ગુંનો તપાસવા આવુંછું એનો;
ચાલો કચેરીની માંગ માંય—

ગુણવંતલાલ

( ૬૫ )

અરે જુલમ થાએ, પોલમ પોલા ચાલેછે શું આંય,
સુધરેલ માંહે, ચાલેછે શું અરે આવો અન્યાય.
શુદ્ધ ધર્મ પાળે, ખરા ધર્મને તજી બનેછે અંધ,

અંધેર ચાલે, ખબર છતાં પણ આપ તોડતાં ખોર.
વીખ સમું તો જાણે, ન્યાયાસન પર જાતાં,
રાંડ જોઇને રીઝે, દીલ ખુબ ખુશી થાતાં;
ધીક ધીક એને, પ્રમુખ થઇને આળસ ધરતાં કાય—

ચંદ્ર— ( ૬૬ )

અહો મીત્ર મારા થયો, આભારી હું આ વાર આ વાર,
કરૂં વખાંણુ શું, ફરજ ફરજ તેં અદાકરી—
ધન્ય ધન્ય છે પ્યારા બંધુ, દુઃખ હણી તેં સુખજ દીધું;
તનમનથી કાર્ય તેં કર્યું—
નીતી રીતી આ જોઇને તારી, ચકીત થાઉંછું મનમાં ભારી;
પ્યારથી મુજ રદયે ભર્યું—
સુખ સહુ તુંજ તણું કરીને, વચન મારૂં સીર ધરીને;
તરદી માટે મારી માગુંછું—

માલતી ( ૬૭ )

સુંણો મુજ વાત છે દુઃખકારી; કહું સર્વે તે વીસ્તારી.
પતી ગયા પરદેશમાં, એકલી છોડી આંહી;
સ્નાંન ધ્યાંન કર્યા પછી, ઇશ્વર ભજતી તાંહીં;
અરે હું એકલી નારી—
સુતી હતી હું સેજમાં, નીંદ્રાથી ભરપુર;
પાસે આ દાસી હતી, કુલટા તે બહુ કૃર;
કુકર્મ એ છે કરનારી—
નીંદ્રાથી જાગી ઉઠી, જોયું જ્યારે ત્યાંય.
અવર મહેલમાં એકલી, ગભરાણી મન માંય;

સુદ્ધ સર્વે ગઇ મારી—
સેનાંપતીએ આવીને, દુઃખ દીધું ત્યાં બહુ;
મુજ પતીના મીત્રને, બીનાં લખી મેં સહુ;
તેઓએ આવી ઉગારી—

**ચંદ્ર**— ( ૬૮ )

ઓ પ્રીય પ્યારી દુઃખ હરનારી સુખ કરનારી પ્રીય છબી
તારી પતી વૃત પાળ્યું તેં પ્રીય પ્યારી;

**મા૦**—આનંદ ભારી હર્ષ વધારી દીધો મોરારી પતી આ વારી
નજર કરી મધુરી, મુજ પર પ્રેમ ધરી;

**ચંદ્ર**—ઓ શાંણી વસલાંણી મન જાંણી આજેજહું—
ધન્ય ધન્ય છે પ્યારી તુજને, દુઃખ શીર ધારી
પતી વૃત પાળી યશ વધારી સુંદર નારી;

**મા૦**—પ્રીય પ્રીતમ મમ પ્રાંણ, ચૌદ વીદ્યા ગુંણ જાંણુ;
પધારી આ વારી સુખીયારી કીધી મને—

**સર્વ**— ( ૬૯ )

વીજય કીધો સતી શીરતાજ.
મીત્ર પ્રગટો અવની ઉપરે ગુણવંત સમ આજ—
જય છે ઉદય વીજય વીજય વીજય વીજય વીજય વીજય—
જુલમ ગુજાર્યો સતી ઉપરે, પતી વૃત પાળ્યું પ્રેમે પોતાનું
જાતી રાખી લાજ—
ધન્ય ધન્ય દીન આજ, હર્ષ અતી આ સમાજ;

**આ-ન-ઃ-છ-વા-ઇ-ર-હો.**

**સમાપ્ત.**

# જાહેર ખબર.

---

આમારી પાસે નીચે લખેલી ચોપડીઓ તૈયાર છે માટે જેઓ સાહેબોને લેવાની ખુશી હોય તેમણે રોકડી કીમતે મંગાવી લેવી. બાહાર ગામના ઘરાકોએ ટપાલ ખર્ચનો આરધો આનો જાદે મોકલવો.

| ચોપડીના નામ. | કીમત. |
| --- | --- |
| સોરઠી સોમનાથના નાટકની ચોપડી. | ૦–૨–૦ |
| ચંદ્ર માલતીના નાટકની ચોપડી. | ૦–૨–૦ |

વીનોદ વનીતાના નાટકની ચોપડી થોડા રોજમાં બહાર પડશે

## મળવાનાં ઠેકાણાં.

આમારો મુકામ જ્યાં હોય ત્યાંથી.

ચુડા—રામજી બહેચરને ત્યાંથી,

ધોળકા—અમથાલાલ નથુભાઇને ત્યાંથી.

લીંબડી—ખવાસ. પુંજા રતનાને ત્યાંથી.

વીઠલ બહેચરભાઇ.

યુ. આ. શું. ના. કંપનીના મેનેજર.